મર્હુમ સુંદરજી મૂળજી શેઠ કૃત.

# નવી પહેલી ચોપડીના

# અર્થ



ઉં ૬૬ વરસની.

છગનલાલ મોતીરામ શાહ શાહપોર-સુર

કિંમત રૂ. ૦-૨-૦

—મર્હુમ સુંદરજી મૂળજી શેઠ કૃત.—

# નવી પહેલી ચોપડીના અર્થ

પાઠ ૧.

રમત=ખેલ.

ગમત=મજા.

પાઠ ૨.

બા=બેન

ભા=દાદા.

પાઠ ૩.

કાકા=બાપના ભાઈ.

મામા=માના ભાઈ.

તાતા=રોટલા.

રામ=છોકરાનું નામ છે.

ભાત=રાંધેલા ચોખા.

પાઠ ૫.

ઘી=તાવેલું માખણ.

બી=બીયું; બીજ.

પાઠ ૬.

કાકી=કાકાની વહુ.

મામી=મામાની વહુ

માસી=માની બેન.

ભાભી=ભાઈની વહુ

ખીર=પાણીમાં ચોખા બાફી તેમાં થોડું દૂધ, ખાંડ નાખી બનાવેલો પદાર્થ.

પાઠ ૭.

જી=મા.

જીજી=છોકરીનું નામ છે.

ગીત=ગાયન.

પાઠ ૧૧.

બૂમ=ઘાંટો.

પાઠ ૧૨.

માળી=છોડ ઉછેરનાર; ફૂલ વેચનાર.

પાઠ ૧૫.

કેરી=આંબાનું ફળ.

પાઠ ૧૭.

તેલ=તલને પીલીને કાઢેલું તે.

પાઠ ૨૦.

ગોળ=શેરડીના રસને ઉકાળીને બનેલો પદાર્થ

ઢોલ=નગારૂં.

ડોક=ગરદન

પાઠ ૨૧.

બોર=બોરડીનાં ફળ.

પાઠ ૨૩.

પુતળી=બૈરીના આકારનો નાનો ઘાટ.

પાઠ ૨૫.

સો=બધા

ડાળ=ડાળી

પાઠ ૨૬.

નિશાળ=ભણવાનું ઠેકાણું

હરિ=છોકરાનું નામ છે.

પાઠ ૨૭.

ઢોર=ગાય ભેંસ બળદ વગેરે.

પાઠ ૨૮.

પશુ=ચાર પગવાળાં જનાવર

પાંખ=પંખીને ઊડવાનું સાધન

પંખી=પાંખવાળા જાનવર; પક્ષી

પાઠ ૨૯.

ફોઈ=બાપની બેન.

પાઠ ૩૦.

પટા=મોટા લિસોટા.

પંજા=પગનાં તળીઆં

તીખા=અણીવાળા

નખ=તીખા નહોર

સંતાઈ=છુપાઈ

તાકી=ધારીને જોઈ

પાઠ ૩૧.

ખરી=પશુના પગના તળીઆનું હાડકું.

ફાટ=ચીરો.

વાળ=બાલ; નિમાળા

પાઠ ૩૨.

વાછડી=ગાયનું બચ્ચું

હેત=માયા

ઉતાવળી=આકળી

વાળુ=રાતનું જમવાનું

ભાળો=જુઓ

રૂપાળી=દેખાવડી

દયાળુ=દયાવાળી

દીસે=દેખાય

ધેનુ=ગાય

ગુણવાળી=સારા ગુણ વાળી

વાંલ=હેત

નિહાળી=જોઈ

સૂચના–બાળપોથીમાંની પાંચમી કવિતા મોઢે કરાવવી

પાઠ ૩૩.

રમકડાં=રમવાનાં સાધન

માટી=મટોડી

પાઠ ૩૪.

દરરોજ=હંમેશાં

સવાર=વહાણું

સાંજ=દીવાનો વખત

ખુલ્લી=ચોકખી

ટેવ=આદત; મહાવરો

કસરત=શરીરને કસવું તે

કૌવત=બળ; જોર

અંગ=શરીર

તન=શરીર

ઠોઠ=મૂર્ખ; અક્કલવગરનો

પાઠ ૩૫.

હીંચકો=હિંચોળો

સુંદર=મજાનો

પાઠ ૩૬.

ઘેટું=મોટું મેંઢું

મેંઢું=નાનું ઘેટું.

દુઃખ=ઇજા

ઊન=ઘેટાના વાળ

મજબુત=જોરાવર

પાઠ ૩૭.

આંબો=કેરીનું ઝાડ

ખરી પડી=નીચે પડી

પારકો=પરાયો; બીજાનો

ઘેલો=અક્કલ વગરનો

ક્યારા=ચોરસ, લંબગોળ કે, ત્રિકોણાકાર બનાવેલા ખાડા
છોડ=નાના ઝાડ; છોડવા
લહેર=સપાટો
વાડ=કાંટા અથવા તાર-નો આંતરો.
વેલા=ભોંયપર પથરાતા છોડ

### પાઠ ૩૮.

શોધે છે=ખોળે છે.
અવાજ=સાદ
મજા=ગમત
મગન=ખુશ.
મોરલો=મોર
કળા કરે=પીંછા ઉભા કરી નાચે
વાર=વખત
પ્રીતથી=હેતથી
અપરંપાર=ઘણોજ
રૂડો=સારો
સુણતાં=સાંભળતાં
હરખે=ખુશી થાય
કંપે=ધ્રૂજે
નાગ=મોટો સાપ

### પાઠ ૩૯.

લગામ=ઘોડાને કબજામાં રાખવા તેના મોંમાં લોઢાનું જે ઘાલે છે તે
કૂલંગો=કુદકા; છલંગો
ગરદન=ડોક
કેશવાળી=ગરદનપરનાં લાંબાવાળ
લબડે=લટકે
પલાણ=જીન
સાંતીમાં=હળમાં
નક્કર=સંગીન
ઝપાટાબંધ=ઝડપથી; ઉતાવળથી,
ચાહે=માયા રાખે

### પાઠ ૪૦.

કુકડી=મરઘી
પીલાં=મરઘીનાં બચ્ચાં
ઢગલા=ઢગ
માળો=પક્ષીને રહેવાનું ઘર

### પાઠ ૪૧.

કુકડો=મરઘો
કામનું=ખપનું; ઉપયોગી
સદા=દરરોજ; હંમેશાં
જનોને=માણસોને
પુકારી=બુમો પાડી
પ્રભુ=પરમેશ્વર
સા'ય=મદદ
વદી=બોલી

### પાઠ ૪૨.

ગોદડી=ગળાની નીચે ઝુલતી ચામડી હોય છે તે; ઝાલર
ચપટાં=બેઠેલાં
નદી=મીઠા પાણીનો રેલો પહાડ અથવા સરોવરમાંથી નીકળી ઢળતી જગામાં થઇ સમુદ્રને બીજી નદીને કે રણને મળે છે તે.
તળાવ=જેની ચારે બાજુ જમીન ને વચમાં પાણી હોય તે

ઝટ=જલદી; તરત
ભાવે છે=પસંદ પડે છે
ગાંડી=અક્કલ વગરની
મારગે=રસ્તે; વાટે
ભડકી=બી
ભાગી જાય=નાસી જાય
ગમાર=જંગલી
ગાંગરે=બરાડે
સાન=સમજણ
ભાન=ખબર
ડોબું=ભેંસ
મુરખ=અક્કલ વગરનો
હેવાન=ઢોર; પશુ

પાઠ ૪૩.

માખણ=દહીંમાં પાણી નાખી વલોવવાથી ઉપર ચીકણું ચીકણું તરી આવે છે તે.
તાવે=ઊનું કરે.
રવાઇ=દહીં વલોવવાનું લાકડાનું ઓજાર
વલોવે=ઉથલપાથલ કરે.
જશોદાજી=શ્રી કૃષ્ણના માતુશ્રી
કાનજી=શ્રી કૃષ્ણ
પાસ=પાસે
રઢ=હઠ; જીદ.
મલકતી=ખુશી થતી; હસતી.
પ્રેમ=હેત.
ઉપકાર=પાડ; આભાર
પાર નથી=છેડો નથી એટલે ઘણુંજ છે.

પાઠ ૪૪.

ખાંતે=હોંસથી
ખમી=વેઠી; સહી.
લાત=પગ મારવો તે
ખુદું=ચગદું.
બોકી=ચુંબન; બચ્ચી.
સરસો=સાથે.
પ્યાર=હેત.
પોઢાડી=સુવાડી.
અળોળો=ગીત ગાવું તે.
વદતી=બોલતી
વા'લાં=વહાલાં; મીઠાં.
સાર=સારા.
ખડું=અફળાઉં; અથડાઉં
ખમા=માફ.
વદીને=બોલીને
અપાર=ઘણો
વીલું=ઉદાસ
ભાળી=જોઈ
આંસુધાર પાડે=રડે.
પૂરણ=પુરો.
ધરીને=લાવીને
મલકતે=હસતે
લળી લળી=ખુશી થઇ
વારંવાર=વારેઘડીએ.
મસ્તી=તોફાન.
શિખામણ=ફાયદાની વાત; બોધ.
પાળીપોષી=ખવડાવી પીવડાવી
અગણિત=ઘણા
આભાર=પાડ; ઉપકાર
કઠોર=નગુણીઓ
એકતાર=એક સરખી
સેવા=ચાકરી; બરદાસ.
ચૂકું=ભુલું

લગાર=જરાપણ.

પાઠ ૪૫.

વિદ્યાર્થી=ભણનાર છોક-
રા; નિશાળીઆ
ચાંદલા=ચાંલ્લા
રાતા=લાલ
પાકેલ=પાકેલા
વર્ગ=સરખું શીખનાર
છોકરાની હાર
ચપળ=ચાલાક; ચંચળ
શાબાશી આપી=વખાણ
કયા
વાદળ=આકાશ
પત્તાં=પાનાં

પાઠ ૪૬.

મિશ્ર=મેળવેલા; ભેગા
કરેલા
પાદ=ફોમ; સરત
મેળવણી=ભેગ
આરપારથી=આ બાજુ-
થી પેલી બાજુ
માપ=પ્રમાણ
નારંગી રંગ=નારંગીના
જેવો રંગ
ખાતરી=નક્કી
બરાબર=ચોકસ; પાકું

પાઠ ૪૭.

ગંધાય=વાસ મારે
સડી=કોહી
ચોળી=મસળી
ખસ=ઝીણી ફોલ્લી
ગુમડાં=મોટા ફોલ્લાં
સાફ=ધોએલા
પાંસરા=સીધા

પાઠ ૪૮.

નિશાળીઆ=ભણનાર
છોકરા
સંભારવા=યાદ કરવા
જગનાથ=જગતનાધણી;
પરમેશ્વર
પ્રભાતે=સવારમાં
પ્રીત=હેત
નમવું=પગે લાગવું
શાણા=ડાહ્યા; સમજુ
શુભ=સારી
વસ્ત્ર=લુગડાં; કપડાં
અંગે=શરીરે
ધારવાં=પહેરવાં
નિજ=પોતાના
પાઠ=લેશન
તહિં=ત્યારે
ગુરુ=મહેતાજી
સર્વદા=હંમેશાં; દરરોજ
હંમેશાં=દરરોજ
ભાવ=હોંસ
કદા=કોઇ વખત; કદાપિ
આજ્ઞા=હુકમ
માનવી=કબુલ કરવી
સીધા=પાધરા

પાઠ ૪૯.

પીઠ=વાંસો
લબડે=લટકે
તળીઉં=નીચેનો ભાગ
રેતાળ=રેતીવાળી
ઝપાટાબંધ=ઝડપથી;
જલદીથી
ભડકે=બીએ.
અક્કલહિણુ=સમજણ
વગરનું
ઊંટીયું=ઊંટ

ખારીલું=અદેખું
ખીજાળ=ખીજવાય એવું
ગાંગરે=બરાડે
વહે=ખેંચે; ઉંચકે
ખમે=વેઠે
કાપે=ઓછો કરે
પંથ=રસ્તો
અપાર=ઘણો; લાંબો
રણ=રેતીનું મેદાન
વા'ણ=વહાણ
સમાન=જેવું; બરાબર
પ્યાર=હેત

### પાઠ ૫૦.

દરજી=લુગડાં શીવનાર
ડગલી=નાની અંગરખી
ઝબલું=ટુંકી બાંહેનું ઝુલવાળું નાનું પહેરણ
કોટ=ડગલો
ટાંગી=લટકાવી
શીવવું=સીવણકામ
વાર=વખત
સુરવાળ=સાંકડા પાયચાની સેંથી
ઘાઘરી=નાનો ચણીઓ.
હાથમાં લઇશ=માંડીશ; શરૂ કરીશ

### પાઠ ૫૧.

દરરોજ=હંમેશાં
સોય=શીવવાનું લોઢાનું હથિયાર
ગંદું=મેલું
મશ્કરી=મજાક
માઠું=ખરાબ; નુકસાન
પરતાય=દીલગીર થાય
અણધાર્યું=ઓચિંતું
મુઝાય=અકળાય; ગભરાય.

### પાઠ ૫૨.

પૈસો=[illegible]; સવાકો; ત્રણ પાઇની કિંમતનો તાંબાનો સિક્કો
ઢબુ=બે પૈસા; અડધો આનો
ચળકતો=ઝળકતો; ચળકાટ મારતો
પાઇ=તાંબાનો નાનામાં નાનો સિક્કો
ખડી=સફેદ માટી
આનો=ચારપૈસા; આની; નીકલનો બાર પાઇની કિંમતનો સિક્કો
ખુશી=રાજી
ધાતુ=ખનીજ પદાર્થ

### પાઠ ૫૩.

રૂપા નાણું=રૂપાના સિક્કા
રૂપીઓ=સોળ આનાની કિંમતનો રૂપાનો સિક્કો
અર્ધો રૂપીઓ=આઠ આના
પાવલી=ચાર આના
બે આની=બે આના
મહોરું=છાપ
બજારમાં=હાટમાં
ઠાલવી=ખાલી કરી
ધારી ધારીને=તાકી તાકીને
મુસાફર=રસ્તે જનાર માણસ
દૂર=આઘે
દુકાનદાર=દુકાનનો માલિક

પાઠ ૫૪.

જાર=જુવાર

ખેતર=અનાજ પકવવાની જગા

ઓળખી=પારખી

અનાજ=ખેતરમાં દાણા પાકે છે તે

પાઠ ૫૫.

રાંધીને=બાફીને

ભરડીને=ભચરડીને

માંદા=બિમાર

ખડ=ઘાસ

ખડધાન=ઘાસમાંથી પેદા થતું અનાજ

અસલ=પહેલાં; અગાઉ

વારામાં=વખતમાં

ઋષિ=તપ કરનાર બ્રાહ્મણ

ગુજરાન=ગુજારો

પાઠ ૫૬.

ઘંટી=અનાજ વગેરે દળવાનું બે પથરાનું સાધન

પડખે=બાજુએ

ઓરતી=થોડું થોડું નાખતી

ઝીણો=બારીક

અદલે=ફેરવે

થાક=મહેનત

સાફ=ચોકખાં

પાઠ ૫૭.

કુંભાર=માટીનાં વાસણ બનાવનાર

ફુલાયો=ખુશ થયો.

ભૂમો=ઘાંટા

હેત=માયા; પ્યાર

અધમુઓ=અડધા મુએલા જેવો.

દેખાવ=બનાવ

સમજુ=સમજણવાળો

વગર=વિના

પસ્તાય=દીલગીર થાય

આપનું=પોતાનું

હાંસી=મશ્કરી; મશ્કરી

પાઠ ૫૮.

મેમાન=પરોણો

સારું=તાજું

નરસું=નઠારૂં; વાસી.

સમજ=સમજણ; ગમ

એકાદ=એક

તાજી=તરતની

પાઠ ૫૯.

પાટી=સ્લેટ

બાજુ=પાસા

કુંડાળું=ચકરડું

પાઠ ૬૦.

હળીમળી=સંપી

હજામ=હજામત કરનાર; વાળંદ; નાઇ

ચીસો=બૂમો

તરફડીઆં=મહેનત

ચાળા=નિશાની

વેળા=વખત

ચૂપ=મુગી; છાની

અણસમજુ=સમજણ વગરનો

સંગ=સોબત; દોસ્તી

અપાર=ઘણું જ

હાનિ=નુકસાન

ખુવાર=પાયમાલ

બાપડી=ગરીબ
વાનર=વાંદર
સંગ=સાથે
મુંઝાણી=ગભરાણી
ખરડાયું=બગડયું
નિજ=પોતાનું
અંગ=શરીર

પાઠ ૬૧.

કંદોઇ=મિઠાઈ વગેરે વેચનાર
ઘરાક=સોદો લેનાર
ચૂલ=મોટો ચૂલો
તાવડો=મોટો પેણો
એકાદ=એક

પાઠ ૬૨.

ડહાપણ=ચતુરાઇ
ચાલ=ધારો; રિવાજ
અવાજ=સાદ
વાટ=રાહ; વાર
ટાંગેલો=લટકાવેલો.

પાઠ ૬૩.

વાર=એક દિવસ
રવિવાર=સુરજનો વાર.
રજા=છુટ્ટી
સોમવાર=ચંદ્રમાનો વાર
ગુરૂવાર=ભેસ્પતવાર
છેલ્લો=આખરનો
ભેળું=એકઠું
અઠવાડીઉં=સાતવારીઉં
તમામ=બધા
આકાશ=ગગન
ચંદ્રમા=ચાંદો
બાઇબંધ=દોસ્તદાર
યાદ=ફોમ; સરત

પાઠ ૬૪.

નમીએ=નમન કરીએ
જગપતિ=દુનિયાનો ધણી; પરમેશ્વર.
અગણિત=ગણાય નહિ એટલા; ઘણાજ
વાયુ=વા
જળભંડાર=સમુદ્ર; દરીઓ
પદાર્થ=વસ્તુ
પ્રાણી=જેને જીવ છે ને જે અહીંથી તહીં ફરી હરી શકે છે તે
સરજહાર=બનાવનાર; પરમેશ્વર
તુજ=તારી
રક્ષા=રક્ષણ; સંભાળ
સંસાર=દુનિયા
જગદાધાર=જગતનો આધાર; પરમેશ્વર
પ્રીત=હેત; પ્યાર
કરૂણા=મહેરબાની
ભંડાર=ખજાનો
સા'ય=મદદ
પૂરણ=પુરો
ધરીને=રાખીને; લાવીને
સદ્‌વિદ્યા=સારી વિદ્યા
સદ્‌બુદ્ધિ=સારી બુદ્ધિ
પાલનહાર=પાળનાર; પરમેશ્વર

# કવિતાની સમજુતી.

પાઠ ૩૨—ગરીબ ગાય ને તેનું સારૂં દૂધ જુઓ, ગાય કેવી શોભિતી,ને દયાળુ દેખાય છે! ખરેખર ગાય, તું ઘણો ગુણ કરે એવી છે, તેથી તને જોઇને હંમેશાં ઘણું હેત આવે છે.

પાઠ ૩૪—કસરત કરવાથી જોર આવે છે, શરીરમાંથી આળસ જતું રહે છે; કદાપિ રોગ થતો નથી અને શરીર તથા મન ચોકખાં રહે છે.

પાઠ ૩૮—મોર ખુશી થઇને જે વખતે કળા કરે છે અને હોંસથી પાંખ હલાવે છે ત્યારે ઘણોજ શોભે છે. સારા રંગથી શોભે છે અને સારો રાગ કાઢે છે; તેથી બાળકો સાંભળીને ખુશી થાય છે અને સઘળા નાગ ધ્રૂજે છે.

પાઠ ૪૧—મરઘા હંમેશાં બધાથી પહેલાં ઊઠીને સૂતેલા માણુસોને બૂમો પાડી જગાડે છે. અને કહે છે કે બધા ઊઠો અને પહેલાં પરમેશ્વરને પગે લાગી તેની મદદ માગો અને પછી કામે લાગો, કુકરેકુક બોલીને એવું બતાવે છે કે ગયો વખત ફરીને પાછો આવતો નથી. સુખો વધારે એવાં સારાં કામ કરો. દરરોજ મરઘા એટલા માટેજ બૂમો પાડે છે.

પાઠ ૪૨—ભેંસ દૂધમાં સારી છે મતલબ કે ઘણું દૂધ આપે છે પણ તે ગાંડી કહેવાય છે. કારણ કે રસ્તામાં ઉંટ મળે તો બીને નાસી જાય છે. જંગલી જેવી ચાલે છે તેને કંઇ સમજ કે ખબર નથી. તેથી મુરખ માણસને બધા ભેંસ જેવો કહે છે.

પા ૪૩—શ્રી કૃષ્ણ માની પાસે મા, મા, કરતો આવ્યો અને કહેવા લાગ્યો કે મા મને માખણ આપશો તો છાશ કરવા દઇશ એમ કહી ગોળી, વાંસ કે હાથ પકડતો. શ્રી કૃષ્ણની જક સમજીને મા ખુશી થઇને માખણ લઇને હાથમાં આપતી.

પાઠ ૪૪—મા, તારો ઘણો આભાર છે, તારો ઘણો આભાર છે. કારણ કે તું હોંસથી લાતના માર બેઠીને ખોળામાં લઇ પોતાનું દૂધ પીવડાવે છે, હું હસતો રમતો તારો ખોળો ખુદું તે તું ખુશીથી ખમે છે. મને બચ્ચી કરીને છાતી સાથે દાબીને તું હિત બતાવતી મને સુવાડીને હેતથી સારાં મને ગમે તેવાં ગીત ગાઇ હાલાં ગાતી. જો હું પડું કે અથડાઉં તો ખમા બોલીને ઘણું હેત કરતી. મારૂં મોઢું ઉદાસ જોઇને તું રડતી, પુરૂં હેત રાખીને સુખે દુઃખે મને લાડ લડાવ્યાં. સારા ખુશા થતા મોઢાથી એટલે આનંદથી હું તારી પાસે પહેરી ઓઢીને આવું ત્યારે તું વારંવાર ખુશી થઇને જોતી ને ઓવારણાં લેતી. મારૂં તોફાન માફ કરીને મને સારી શિખામણ આપતી. મને ખવડાવી પીવડાવી મોટો કર્યો એ તારો મોટો પાડ છે, કદાપિ હું નગુણીઓ થાઉં તોપણ તારૂં હેત એક સરખું રહેતું, એ તારો ગુણ માનીને તારી ચાકરી કરવાનું જરા પણ ભુલું નહિ.

પાઠ ૪૬—સવારના પહોરમાં ઊઠીને, પરમેશ્વરને હેતથી યાદ કરવા; પછી ડાહ્યા થઇને સારી રીતથી માબાપને પગે લાગવું. પછી દાતણ કરીને નહાઈ લેવું પછી શરીરે સારાં એટલે ધોએલાં લુગડાં પહેરવાં, નિશાળમાં વખતસર જવું ને પોતાનું લેશન યાદ કરવું. હમેશાં વર્ગમાં જઇને બેસો તે વખતે મહેતાજીને પગે લાગવું.

હમેશાં હોંસથી ભણવું અને કોઇની સાથે કદાપિ લડવું નહિ. મહેતાજીનો હુકમ માનવો અને વળી સાચું બોલવું. નિશાળમાંથી છુટી પાંસરૂં ઘેર જવું.

પાઠ ૪૯—ઊંટ અક્કલ વગરનું, અદેખું અને ખીજવાય એવું છે, ગળે બાંધેલી ઘંટડી વગાડી બરાડે ને વાંકા ચાલ ચાલે. પણ દુઃખ વેઠીને ભાર ખેંચી જાય ને લાંબી મુસાફ્રી કરે છે. રેતીના મેદાનમાં વહાણના જેવું કામ છે તેથી હેત આવે છે.

પાઠ ૫૧—મજાક કરતાં નુકસાન થાય છે, અને મજાક કરનારો પાછળથી દીલગીર થાય છે. નહિ ધારેલું ફળ મળે છે ત્યારે તે દરજીની પેઠે મનમાં બળે છે.

પાઠ ૫૭—જે વિચાર વગર કામ કરે તે પાછળથી દીલગીર થાય છે. તેનું પોતાનું કામ તે બગાડે છે ને દુનિયામાં તેની મશ્કરી થાય છે.

પાઠ ૬૦—સમજણ વગરના માણસની દોસ્તીથી ઘણું દુઃખ પેદા થાય છે. તેનો પ્યાર હોય છે છતાં તે નુકસાન કરે છે અને સામા પાયમાલ કરે છે, જુઓ બિચારી બિલાડી વાંદરાની સાથે રહી તેથી પોતાનું શરીર બગડ્યું માટે તે મનમાં ઘણી ગભરાણી.

પાઠ ૬૪—વારંવાર પગે લાગીએ, પરમેશ્વરને વારંવાર પગે લાગીએ. સુરજ, ચાંદો,- ગણ્યાય નહિ એટલા તારા, વા, સમુદ્ર, ઝાડ, પહાડ, પદાર્થ અને પ્રાણીઓ એ સર્વના બનાવનાર પરમેશ્વરને વારંવાર પગે લાગીએ, આ સઘળી દુનિયા તારી સંભાળથી ટકી રહી છે, જેને જે જે લાયક છે તે તે પરમેશ્વર તું આપે છે. (ટેક) હે દયાના ભંડાર તું પ્રાણીઓનું હેતથી પોષણ કરે છે; (ટેક) સારાં

કામોમાં પુરૂં હેત લાવીને મદદ કરે છે. (ટેક) પરમેશ્વર સારી વિદ્યા સારી બુદ્ધિ વધારો એવું માગીએ છીએ. (ટેક)



# ચોપડીમાં આવેલા જોડાક્ષરો.



| | | | |
|---|---|---|---|
| મચ્છર | ખુલ્લી | ત્રણ | પ્રીત |
| નક્કર | પ્રીતિ | સર્વ | પ્રભુ |
| વિદ્યાર્થી | પત્તાં | વર્ગ | પ્યાલા |
| હલાવ્યું | પ્રમાણે | પ્રભાતે | વસ્ત્ર |
| સર્વદા | આજ્ઞા | પ્યાર | મશ્કરી |
| પસ્તાય | અણધાર્યું | આવ્યો | કર્યું |
| પૂછ્યું | અર્પો | લલ્લુ | પત્થર |
| બોલ્યો | ચીતર્યું | ત્રાજવી | છેલ્લો |
| ચંદ્રમા | શુક્ર | જાણ્યું | ઇશ્વર |
| સૂર્ય | ચંદ્ર | પદાર્થ | રક્ષા |
| પ્રાણી | સદ્‌વિદ્યા | સદ્‌બુદ્ધિ | |



## શુદ્ધિપત્રક.

| અશુદ્ધ | શુદ્ધ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| મારું | મારૂં | તારું | તારૂં |

| અશુદ્ધ | શુદ્ધ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| સારું | સારૂં | કબૂતર | કબુતર |
| હમેશાં | હંમેશાં | પૂરો | પુરો |
| પાટિયું | પાટીઉં | સુણતાં | સૂણતાં |
| કૂકડી | કુકડી | કૂકડો | કુકડો |
| કૂકડૂ કૂક | કુકરેકૂક | સુઓ | સૂઓ |
| સુતેલાં | સૂતેલાં | ગુરૂ | ગુરુ |
| ખીજાળ | ખિજાળ | સુરવાળ | સુરવાલ |
| ગંદૂં | ગંદું | દુર | દૂર |
| રૂષિ | ઋષિ | મૂઠી | મુઠ્ઠી |
| ફૂલાયો | ફુલાયો | કરું | કરૂં |
| ખૂણા | ખુણા | શાહી | સાહી |
| શીસો | સીસો | હાની | હાનિ |
| મીઠાઇ | મિઠાઇ | ગુરૂવાર | ગુરુવાર |



ગાય. (ચોપાઇ)

ગુણવાળી શીંગાળી ગાય, પાણી પીતીને ખડ ખાય;
કેવો છે એનો આકાર, ચાર પગાળી આંચળ ચાર.
ફરીને પગ જો ફરીમાં ફાટ, ઘણો રૂપાળો ભાળો ઘાટ;
ચછવાડે પુછડે છે વાળ, નિત્ય ગોવાળ કરે સંભાળ.

હોઠ હલાવે બેઠી હોય, કાળી ધોળી રાતી કોય;
દોતાં દુધ ભલું દેખાય, તેના દહીં માખણ ઘી થાય.
બાસુદી ને બને શિખંડ, ઠરે પેટમાં ઉપજે ઠંડ;
પેંડા બરફી ને દૂધપાક, ખાતાં ખીર ન લાગે થાક.



## નિશાળીઆને શિખામણ.

### દોહરો.

પરોઢીએ નીત ઊઠીને, લેવું ઇશ્વર નામ;
દાતણ કરી નાહ્યા પછી, કરવા પાઠ તમામ.
કહ્યું કરો માબાપનું, દો મોટાંને માન;
ગુરુને બાપ સમોગણો, મળશે સારૂં જ્ઞાન.
જુઠું કદી ન બોલવું, તજવું આળસ અંગ;
હળી મળીને ચાલવું, રાખો સારો સંગ.
નિત્ય જવું નિશાળમાં, ભણવું ચોડી ચીત;
ગુરુની શિક્ષા માનવી, રૂડી રાખી રીત.
રાખો નહિ મન રમતમાં, સમજો સારી પેર;
નિશાળમાંથી નીસરી, જવું પાંસરૂં ઘેર.



## મૂળરંગ વિષે.

(સાખી)

લાલ પીળો ને વાદળી, મૂળરંગ કે'વાય.
બાકીના બીજા બધા, મેળવણીથી થાય.



## વાર વિષે (દોહરા.)

રવિ પછી તો સોમ છે, ત્રીજો મંગળવાર;
ચોથો બુધ, ગુરૂ પાંચમો, પછી શુક્ર છે વાર.
શનિવાર તે સાતમો, છેલ્લો વાર ગણાય;
એમ એક અઠવાડીઉં, સાત વારનું થાય.



# ચલણી નાણાની ધાત.



૩ પાઈ =૧ પૈસો
૨ દોઢ પાઈ=૧ પૈસો

---

૬ પાઇ =૧ ઢબુ
૪ દોઢ પાઇ=૧ ઢબુ
૨ પૈસા =૧ ઢબુ

---

૧૨ પાઈ =૧ આનો
૮ દોઢપાઇ=૧ આનો
૨ ઢબુ =૧ આનો
૪ પૈસા =૧ આનો

---

૨ આના=૧ બેઆની

| | | | |
|---|---|---|---|
| ૨ બેઆની | =૧ પાવલી | ૨ અડધા=૧ રૂપીઓ | |
| ૨ પાવલી | =૧ અડધો | ૧૫ રૂપીઆ=૧ ગેણી (મહોર) | |
| ૨ અડધા | =૧ રૂપીઓ | | |
| ૧૯૨ પાઇ | =૧ રૂપીઓ | રૂપીઆ એકના અડધા | ૨ |
| ૧૨૮ દોઢ પાઈ | =૧ રૂપીઓ | રૂપીઆ એકની પાવલી | ૪ |
| ૬૪ પૈસા | =૧ રૂપીઓ | રૂપીઆ એકની બેઆની | ૮ |
| ૩૨ ઢબુ | =૧ રૂપીઓ | રૂપીઆ એકના આના | ૧૬ |
| ૧૬ આના | =૧ રૂપીઓ | રૂપીઆ એકના ઢબુ | ૩૨ |
| ૮ બેઆની | =૧ રૂપીઓ | રૂપીઆ એકના પૈસા | ૬૪ |
| ૪ પાવલી | =૧ રૂપીઓ | રૂપીઆ એકની દોઢપાઇ | ૧૨૮ |
| | | રૂપીઆ એકની પાઇ | ૧૯૨ |

રચનાર—છગનલાલ મોતીરામ શાહ.
રચનારનું ઠેકાણું—શાહપોર-સુરત.

---

પ્રસિદ્ધ કરનાર—છગનલાલ મોતીરામ શાહ.
પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—શાહપોર-સુરત.

---

છાપનાર—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.
છાપવાનું ઠેકાણું—શંકર પ્રિન્ટીંગ પ્રેસ ચકલાના પુલપર
ટાંકી પાસે—સુરત.

—: બાળપોથી માટે :—

"મુખગણિત શિક્ષક" ભા. ૧. સવા આનો.
"ડિકટેશન શિક્ષક" ભા. ૧. બે આના.

—: પહેલી માટે :—

'મુખગણિત શિક્ષક" ભા. ૨. દોઢ આનો.
"ડિકટેશન શિક્ષક" ભા. ૧. બે આના.

—: બીજી માટે :—

"મુખગણિત શિક્ષક" ભા. ૩ પોણા બે આના.
"ડિકટેશન શિક્ષક" ભા. ૨. બે આના.
સુરત શહેર તથા ચોર્યાસી તાલુકાનો
"ભૂગોળ શિક્ષક" બે આના.

—: ત્રીજી માટે :—

"મુખગણિત શિક્ષક" ભા. ૪. બે આના.
"ડિકટેશન શિક્ષક" ભા. ૩. અઢી આના.
સુરત જિલ્લાનો નકશો ત્રણ આના.
સુરત જિલ્લાનો ભૂગોળ શિક્ષક. બે આના.
ગુજરાતની સામાન્ય ભૂગોળની
પ્રશ્નોત્તરમાળા બે આના.
'બાળ ગરબાવળી' ની નોટ બે આના

—: ચોથી માટે :—

"મુખગણિત શિક્ષક" ભા. ૫. ત્રણ આના.
"ડિકટેશન શિક્ષક" ભા. ૪. ત્રણ આના.

—: પાંચમી માટે :—

"મુખગણિત શિક્ષક" ભા. ૬. અઢી આના.
"ડિકટેશન શિક્ષક" ભા. ૫. ત્રણ આના.

આ સિવાય મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો. કૃત લોકપ્રિય થઇ પડેલી—
બાળપોથીથી સાતમી સુધીના તથા કન્યાવાચનમાળાના ત્રણે ભાગના અર્થની નોટો વગેરે મળશે.

શીખવા શીખવવાનાં સર્વોપયોગી સરળ સસ્તાં પુસ્તકો
કર્તા—છગનલાલ મોતીરામ શાહ. શાહપોર—સુરત.